બોલે છે” શિષ્યજનોને ગોસ્વામીજીના આ છેલ્લા વચનો હતા

હવે પુરીનું બધું કામ ભાગી ગયું હતું એટલે કેટલાક સગાંસંબંધી તથા શિષ્યજનો કલકત્તા જવાની તૈયારી કરવા લાગ્યા જેઠની ૨૧ મી તારીખે એક સ્ટીમર પણ ભાડે કરવામાં આવી પણ ગોસ્વામીજી થોડાજ સમયમાં જીવનની પૂર્ણાહુતિ કરશે એનો કોઇને ખ્યાલ હતો નહિ જેઠની ૨૨ મી તારીખે પ્રાતઃસંધ્યાદિ કર્યાં પછી ગોસ્વામીજી એકદમ અશક્ત થઇ ગયા. આસને પણ બેસી શક્યા નહિ, તેથી તેઓ અંતર્મુખ દશામાં સૂઇ રહ્યા બે ત્રણ કલાક થયા તોપણ જાગ્યા નહિ, તેથી સૌને ચિંતા થવા લાગી પછી રેવતીબાબુએ કીર્તન ગાઇને જાગૃત કરવાનો પ્રયત્ન કરી જોયો, પણ ગોસ્વામીજી કોઈ રીતે જાગ્યા નહિ શિષ્યોના મોઢા નિસ્તેજ થઇ ગયા. બે-ચાર શિષ્યો ખૂણામાં બેસી રોવા લાગ્યા આ પ્રમાણે આખો દિવસ ચાલ્યો ગયો. પછી છેક રાતે ગોસ્વામીજીએ જરા આંખ ઉઘાડી શ્રીયુત જગદ્‌બંધુને બે-ત્રણ વાર બોલાવ્યા અને કહ્યું કે -“આજે શરીર બહુ ખરાબ છે, માટે તમે પાસે રહેજો” પછી તેમણે શૌચ જવાની ઇચ્છા બતાવી એટલે બે ત્રણ શિષ્યો શૌચ કરાવવા લઇ ગયા. શૌચ જઈ આવ્યા પછી તેઓ આસને બેઠા નહિ, પરંતુ એક તુલસીવૃક્ષ પાસે બેઠા શ્રીયુત કુલદાકાંત બ્રહ્મચારીએ તેમને આસને બેસવાનો આગ્રહ કર્યો, પણ ગોસ્વામીજીએ ધ્યાન આપ્યું નહિ. પછી બીજે દિવસે તો ગોસ્વામીજીને સારી રીતે વાતચીત કરતા જોઇ સૌને કંઇક આશા બંધાઈ પછી જગદ્‌બંધુ બાબુએ પૂછ્યું કે “આપને કંઇ અસુખ જણાય છે?” ગોસ્વામીજીએ જવાબ આપ્યો -“અશક્તિ સિવાય બીજું કંઇ નથી” પછી થોડું દહીં પીધું એ વખતે શ્રીમાન કિશોરીલાલ સેન પણ ત્યાં હતા તેમને પોતાને હાથે ક્વાથ તૈયાર કરી ગોસ્વામીજીને પાવાની ઘણા વખતથી ઇચ્છા હતી, તેથી તેમણે પૂછ્યું -“મહારાજ! આજે આખો દિવસ ક્વાથ પીધો નથી, માટે હવે પીશો?” ગોસ્વામીજીએ કહ્યું કે “હા, લવે, બનાવી લાવો” આજ્ઞા મળતા કિશોરી બાબુ બહુજ ખુશ થયા અને તરત તૈયાર કરી લાવ્યા શ્રીયુત સરલનાથ બાબુએ ક્વાથનો કટોરો આગળ ધરતાં ગોસ્વામીજીએ પોતાને હાથે એક પથ્થરની વાટકીમાં તે કાઢી પીવા માંડ્યો આ પ્રમાણે ક્વાથ પીતા પીતા તેમણે એકદમ ઉંચું જોઇ પ્રણામ કર્યાં અને

એજ વખતે (બંગ સવત ૧૩૦૬ના જેઠની ૨૨ મી રવીવારે સાંજે) તેમણે દેહ છોડી અમરધામ તરફ પ્રયાણ કર્યુ !

પછી અગ્નિસંસ્કારની તૈયારી થવા લાગી એવામા શ્રીમાન યોગજીવન ગોસ્વામીને ગોસ્વામીજીએ પોતાના દેહને સમાધિ આપવાની આજ્ઞા સાભરી આવી પછી તત્તજ નરેદ્ર સરોવરની ઉત્તરે જમીનનો એક ટુકડો ખરીદી લેવામા આવ્યો અને ગોસ્વામીજીના દેહને પાલખીમા બેસાડી વાજતે ગાજતે ત્યા લઇ જઇ સમાધિ આપવામા આવી

ગોસ્વામીજીએ એક વાર નરેદ્ર સરોવર પાસે ઉભા રહી કહ્યું હતુ કે "ઉત્તરકાંઠે એક સુવર્ણકળશવાળુ મંદિર દેખાય છે " તે ભવિષ્યવાણી હવે સત્ય થઇ તે સમાધિસ્થાન ઉપર શ્રીયુત શારદાકાત બદોપાધ્યાય તથા નગેદ્રનાથ સાત્રતે એક સુદર મંદિર બધાવ્યુ છે મદિરની આસપાસ એક ધર્મશાળા અને સાધુનિવાસ પણ બાધવામા આવ્યા છે યોગજીવન ગોસ્વામીએ આ કાર્યમા ખાસ પરિશ્રમ લીધો છે મદિરના એક ભાગમા ગોસ્વામીજીના પુસ્તકો પણ સાચવી રાખવામા આવ્યા છે

શ્રીમાન નવકુમાર બાકચિએ આ સમાધિમદિરની આસપાસ એક સુદર બગીચો તૈયાર કરાવ્યો છે આ સમાધિમદિરના દર્શન કરતા, ગોસ્વામીજી જાણે હયાતજ હોય અને કૃપાવારિ વર્ષાવી રહ્યા હોય એવો આભાસ થઇ આવે છે ×

× પુરીમા આ સમાધિમદિર "જટીઆ બાવાની સમાધિ"ના નામે ઓળખાય છે આ મદિરની મિલ્કત શ્રીનામબ્રહ્મના નામથી રજીસ્ટર કરાવાઇ છે વહીવટ ત્રણ સભ્યની કમિટિ કરે છે શ્રીયુત શારદાકાત બદોપાધ્યાય, શ્રીયુત કુજનાથ નાગ અને શ્રીયુત દેવેદ્રનાથ સામત

યોગજીવન ગોસ્વામીએ આ સ્થાન બધાવવાનો હેતુ નીચે મુજબ જણાવ્યો છે – "આ બધી સપત્તિ દેવનીજ છે, ભવિષ્યમા કોઇ પણ વ્યક્તિ તેનો હક્ક ન ધરાવે તેથી દેવનેજ અર્પણ કરવામા આવી છે જે પ્રમાણે વ્યવસ્થા હાલ ચાલે છે તેજ પ્રમાણે ભવિષ્યમા પણ ચલાવવી અમે પણ અમારો કોઇ જાતનો હક્ક રાખ્યો નથી આ સ્થાનની આવકમાથી ઠાકોરજીની સેવા-પૂજાનો ખર્ચ કરવો

આ સ્થળમાટે નિયમો નીચે મુજબ છે –

(૧) શ્રીગુરુદેવના સિદ્ધાંત તથા ઉપદેશથી કોઇએ પણ વિરુદ્ધ ચરણ કરવુ નહિ કમિટિના સભ્યોએ, પૂજારીવર્ગે તેમજ અતિથિ વગેરે સૌએ આ નિયમ પાળવો જોઇએ

પ્રભુપ્રેમનો પ્રચાર કરવો એજ ગોસ્વામીજીનું લક્ષ્ય હતું. માનવોના આત્યંતિક કલ્યાણમાટે આરંભેલું એ કાર્ય આજે પણ ચાલ્યાજ કરે છે ભજનપરાયણ દરેક વ્યક્તિ ગોસ્વામીજીને પ્રિય હતી કોઈ તેમને સેવા બતાવવાનું કહેતા, તો તેમને ગોસ્વામીજી કહેતા કે "શ્વાસે શ્વાસે જે પ્રભુસ્મરણ કરો, તેજ મારી સાચી સેવા છે. બીજી સેવાનું મારે કામ નથી"

શાસ્ત્ર તથા સદાચારની પ્રતિષ્ઠા કરનાર, શ્રીહરિનામના ઉપદેષ્ટા, દીનદુખી અને પાપી અપરાધી જીવોના પરમ મિત્ર, શરણાગતવત્સલ, શ્રીમદાચાર્ય વિજયકૃષ્ણ ગોસ્વામીજીનો જય થાઓ ભક્તજનોના કલ્પતરુ શ્રીભગવાન સૌના મનોરથ સફળ કરો

ॐ शान्तिः शान्तिः शान्तिः

**સમાપ્ત.**

---

(ક) આ સ્થાનમા સર્વ સપ્રદાયના માણસોને આવવાનો અધિકાર છે

(ખ) અહી રહેનારે કોઈ પણ હિંસા કરવી નહિ આપદ્ ધર્મ તરીકે હિંસક પશુનો વધ કરવામા બાધ નથી ખાસ જરૂર જણાતા ઝાડ પણ કાપી શકાય છે, પણ તે કાર્ય રાત્રે ન કરવુ જોઇએ (ગ) તમાકુવિના કોઇ પણ માદક વસ્તુનો ઉપયોગ કરી શકાશે નહિ ઉચ્ચ કોટીના વિરક્તો માટે કોઇપણ જાતનુ બધન રાખેલુ નથી, પરતુ તેઓ સ્વેચ્છાએ નિયમપાલન કરે એવી આશા રાખવામા આવે છે (ઘ) પરનિંદા, કલેશ, લોકની મર્યાદાનો ભગ કરવો, લોકોપ્રત્યે દુરાચાર, ધર્મસાધનને વિઘ્નકરનારૂ, સમાધિસ્થાનની મર્યાદા ન જાળવનારૂ, અશાતિકર તથા સદાચાર વિરુદ્ધ કોઈ પણ કાર્ય કરી શકાશે નહિ (ડ) સમાધિમદિર એ કઇ ઘર નથી, તેથી ત્યા ઘરના જેવો વ્યવહાર કરવો જોઇએ નહિ (ચ) સ્ત્રીપુરુષો માટે અલગ અલગ મકાનો છે પતિ-પત્ની પણ એક મકાનમા રહી શકશે નહિ આ નિયમ પૂજારીને પણ લાગુ પડે છે

(૨) દાનાદિદ્વારા જે કઇ આવક આવે તેમાથીજ-કરજ કર્યા વિના-શ્રી ઠાકોરજીની સેવા, પૂજા, ભોગ આગનિ, અતિથિસેવા, પ્રાણીસેવા તથા શ્રાવણ પૂર્ણિમા, સાવિત્રીચૌદશ તથા જેઠ વ° બારશના ઉત્સવો કરવાના છે બ્રાહ્મણો તથા સતોને જમાડવા, પણ તે કરજ કર્યા વિના દેવની ઉપજમાથીજ કરવાનુ છે

(૩) સમાધિસ્થાન માટે આપેલી રકમમાથી તો સમાધિસ્થાનનીજ સેવા કરવી તે રકમ બીજા કાર્યમા ન વાપરવી

(૪) આ સ્થાનમા દુકાન, ઘર કે ભાડે આપવાના મકાનો ન બાધવા. આ સ્થાનમાથી ઉત્પન્ન થયેલા પદાર્થો વેચવા નહિ